નડીઆદના શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયમાંથી પ્રકાશિત

ગ્રંથમાળા.

---

ગ્રંથરત્ન ૬.

श्रीमद्गोस्वामिश्रीहरिरायजीकृत

# दुःसंगविज्ञानप्रकार.

---

વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રી છગનલાલ અમરજીના

હાથથી લખાએલી,

શુદ્ધ ગુજરાતી સરળ અને વિસ્તારવાળી ટીકા સાથે.

પ્રકટ કરનાર

ત્રિભોવનદાસ પીતાંબરદાસ શાહ.

શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના મંત્રી અને શ્રીવલ્લભીય

ગ્રંથ પ્રકાશક ફંડના વ્યવસ્થાપક.

નડિયાદ.

---

ન્યોછાવર એક આનો.

અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં

શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યો.

श्री विठ्ठलेशोजयति.

## श्रीहरिरायजीकृतः

# दुःसंगविज्ञानप्रकारः

---

मूलम् । अथ श्रीवल्लभाचार्यकृपया स्फुरितं हृदि ।
स्वीयानामभ्रमार्थाय किंचिदत्र निरूप्यते ॥ १ ॥

અર્થ—હવે શ્રીવલ્લભાચાર્યજીની કૃપાવડે હૃદયમાં કાંઇક સ્ફુરાયમાન થયું છે તે, સ્વીય ભકતોને ભ્રમ ન થવામાટે અહીં નિરૂપણ કરાય છે. ( ૧ )

શ્રીઆચાર્યજીની કૃપાવડે હૃદયમાં સ્ફુરાયમાન થવાનું લખવાથી એવું સૂચન થાય છે કે, જેઓની ઉપર શ્રીઆચાર્યજીની કૃપા હોય, તેઓનાજ હૃદયમાં આ ગ્રંથમાં લખાયેલ અભિપ્રાયની સ્ફુરણા થાય. માટે શ્રીઆચાર્યજીની કૃપા સિદ્ધ કરવી; એજ આ ગ્રંથ જાણવાનું સાધન છે. સ્વીય જીવોને ભ્રમ ન થવા માટે આ નિરૂપણ છે. એમ કહેવાથી આ ગ્રંથ જાણ્યાસિવાય કેવો પુરૂષોનો સંગ કરવો? તે બાબત ભ્રમ થયાવિના રહેતો નથી; એમ સૂચવ્યું છે.

मूलम् । दैवासुरविभागेन द्विधा जीवाः प्रकीर्त्तिताः ।
बंधमोक्षव्यवस्थाऽपिगीतायामेव रूपिता ॥ २ ॥

અર્થ—દૈવ અને આસુર એવા વિભાગવડે (ગીતાજીમાં) બે પ્રકારના જીવો કહેલા છે, અને બંધ તથા મોક્ષની વ્યવસ્થા પણ ગીતાજીમાંજ નિરૂપિત કરેલી છે. ( ૨ )

શ્રીમદ્ભગવદ્ગીતાના સોળમા અધ્યાયમાં દૈવ અને આસુર બે પ્રકારની સૃષ્ટિ લખેલી છે.

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च ।

અર્થ-- લોકમાં દૈવ અને આસુર એમ બે પ્રકારની સૃષ્ટિ છે. એમ નિરૂપણ કરીને બન્ને સૃષ્ટિનાં લક્ષણો લખ્યાં છે. અને દૈવી સૃષ્ટિના જીવોનો મોક્ષ તથા આસુરી સૃષ્ટિનો બંધ પણ ત્યાંજ લખેલો છે.

दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।

અર્થ--દૈવી સંપત્તિ વિશેષે કરીને મોક્ષને માટે અને આસુરી સૃષ્ટિ હમેશાં બંધને માટે માનેલી છે.

मूलम् । दैवेष्वापि च जीवेषु यदंगीकरणं पुनः ।
भक्तिमार्गे तएवात्र प्राप्स्यंति पुरुषोत्तमम् ॥ ३ ॥

અર્થ---દૈવી જીવોમાં પણ ભગવાને ફરીને ભક્તિમાર્ગમાં જેનો અંગીકાર કર્યો છે, તેજ અહીં શ્રીપુરૂષોત્તમને પ્રાપ્ત થશે.(૩)

દૈવી જીવોમાં જેનો ભક્તિમાં અંગીકાર નથી, તેને શ્રી પુરૂષોત્તમની પ્રાપ્તિ થતી નથી. એમ બતાવવાસારૂ શ્લોકમાં **પુનઃ** (ફરીને) એમ લખેલું છે. એટલે દૈવી સૃષ્ટિમાં ઉત્પન્ન કર્યા, તે પણ એક દૈવી સૃષ્ટિરૂપ અંગીકાર થયો, પણ જ્યારે ભક્તિમાર્ગમાં અંગીકાર થાય ત્યારે તે બીજી વખત અંગીકાર થયો ગણાય, એમ બતાવવાસારૂ ફરીને જેનો અંગીકાર થશે, તે શ્રીપુરૂષોત્તમને પ્રાપ્ત થશે; એમ કહેલું છે. એટલે ભક્તિમાર્ગમાં અંગીકાર થયાસિવાય શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થતી નથી, એમ બતાવ્યું છે.

मूलम् । तत्रापि भेदो विज्ञेयो मर्यादापुष्टिभेदतः ।
मार्गे फले पि विज्ञेयो भक्तिमोक्षविभेदतः ॥ ४ ॥

અર્થ—તે ભક્તિમાર્ગમાં પણ મર્યાદા અને પુષ્ટિ એ ભેદ જાણવો. અને તેના ફલમાં પણ મોક્ષ અને ભક્તિના ભેદથી ભેદ જાણવો. (૪)

ભક્તિમાર્ગમાં પણ મર્યાદા અને પુષ્ટિ એમ બે પ્રકાર છે;

એટલે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિપૂર્વક ભક્તિ કરવી, જેમાં સ્નેહ ન હોય, જેમકે શીતકાલમાં પણ શીતોદકથીજ સ્નાન કરાવવું. ઈત્યાદિક શાસ્ત્રના નિયમપ્રમાણે જે ભક્તિ કરે, તે મર્યાદા ભક્તિ કહેવાય છે, જેને કેટલાક વૈધભક્તિ કહે છે. અને જેમાં સ્નેહ હોય તે પુષ્ટિભક્તિ કહેવાય છે. તે નારદપંચરાત્રમાં કહેલ છે.

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।**
**स्नेहो भक्तिरितिप्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥**

અર્થ——માહાત્મ્યજ્ઞાનપૂર્વક, સુદૃઢ અને સર્વથી અધિક જે સ્નેહ તે ભક્તિ કહેવાય છે, તે ભક્તિવડે મુક્તિ છે. તે સિવાય મુક્તિ નથી. એટલે પ્રથમ પ્રભુની મોટાઇ જાણે, તે પછી તેમાં સ્નેહ એવો થાય કે, બીજા લૌકિક સ્ત્રી, પુત્ર, ધન વગેરેમાં કે સ્વર્ગાદિક લોકમાં પણ તેવો સ્નેહ ન હોય. તેવા સ્નેહનું નામ ભક્તિ કહેવાય છે. તેથી જેને તેવો દૃઢ સ્નેહ થાય છે, તેને મહાત્મ્યજ્ઞાન રહેતું નથી. જેમ શ્રીદેવકીજીને પ્રથમ માહાત્મ્યજ્ઞાન થવાથી પ્રભુની સ્તુતિ કરી, તે પછી પ્રભુમાં દૃઢ સ્નેહ થઈ જતાં કહ્યું કે તમારે માટે ધીરજ વગરની હું કંસથી ડરૂં છું, જો હૃદયમાં માહાત્મ્યની સ્ફુરણા રહેત, અને સ્નેહનો અંકુર ન હોત તો કંસથી હું ડરૂં છું, એમ કહેત નહિ. પણ સ્નેહ થવાથી માહાત્મ્યજ્ઞાન રહ્યું નહિ. એજ સ્નેહનું સ્વરૂપ છે, માટે તેવી રીતનો સ્નેહ હોય તેનું નામ ભક્તિ કહેવાય છે. જેને કેટલાક રાગભક્તિ કહે છે, મર્યાદા અને પુષ્ટિ બે પ્રકારની ભક્તિના ફ્લમાં પણ મોક્ષ અને ભક્તિ એમ ભેદ રહેલો છે. એટલે મર્યાદા ભક્તિવાળાને મોક્ષ થાય છે, અને પુષ્ટિભક્તિવાળાને ભક્તિ પ્રાપ્ત થાય છે. તે સારૂ શ્રીભાગવતના પંચમસ્કંધમાં કહેલું છે કે,

**भजतां मुकुंदो मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम् ।**

અર્થ—મોક્ષ આપનાર ભગવાન્ ભક્તિ કરનારને મોક્ષ આપે છે, પણ કોઇ વખત ભક્તિયોગ આપતા નથી, એ સ્થળે

ભક્તિ કરનાર ... જે ભક્તિ લખેલી છે, તે મર્યાદાભક્તિ સમજવી અને એકાદશસ્કંધમાં કહેલું છે કે,

भक्त्या संजातया भक्त्या बिभ्रत्युत्पुलकां तनुम् ।

અર્થ—ભક્તિવડે ઉત્પન્ન થયેલી ભક્તિથી રોમાંચિતવાળા શરીરને ધારણ કરે છે. એમ ફલરૂપ ભક્તિ લખેલી છે, તે પુષ્ટિભક્તિ સમજવી. પુષ્ટિભક્તિ સિવાય ભક્તિરૂપ ફલ થતું નથી. ભજનાનંદની પ્રાપ્તિ થવી એજ પુષ્ટિભક્તિનું ફલ છે.

मूलम् । भक्तावंगीकृत्यभावे दैवानामपि सर्वथा ।
कामनिष्कामभेदेन स्वर्गमोक्षौ न संशयः ॥ ५ ॥

અર્થ—ભક્તિમાં અંગીકાર ન હોય તો દૈવી જીવોને પણ કામ અને નિષ્કામના ભેદવડે નિશ્ચય સ્વર્ગ અને મોક્ષરૂપ ફલ છે, તેમાં સંશય નથી. (૫)

દૈવી જીવ હોવાથી ધર્માચરણ હોય, પણ ભક્તિમાં અંગીકાર ન હોય તો તેને ભક્તિ ન હોય. યજ્ઞાદિક કરે કે દાનવ્રત વગેરે કરે, તે ધર્માચરણ કાંઈ કામનાથી કરે, તો તેને સ્વર્ગરૂપ ફલ થાય. અને નિષ્કામપણાથી કરે, તો મોક્ષરૂપ ફલ થાય.

मूलम् । विज्ञेयं वरणं भक्तौ तदर्थित्वैककार्यतः ।
तदार्थित्वं च विज्ञेयं भजनार्थप्रवृत्तितः ॥ ६ ॥

અર્થ—પ્રભુને માટેજ મુખ્ય કાર્ય કરવાથી ભક્તિમાં વરણ થાય છે. અને ભજનને માટેજ પ્રવૃત્તિ થવાથી ભગવાનરૂપીજ અર્થ તેને છે, એમ જણાય છે. (૬)

જે કાર્ય કરવું તે ભગવાનને માટેજ કરવું. તે સારૂ ગીતાજીમાં પણ લખેલું છે કે,

यत्करोषि यदश्नासि यज्जुहोसि ददासि यत् ।
यत्तपस्यासि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

અર્થ—જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે

છે અને હે અર્જુન ! ! જે તપ કરે છે, તે [illegible] મને અર્પણ કર. તેમજ એકાદશસ્કંધમાં કહેલું છે.

**कायेन वाचा मनसेंद्रियैर्वा बुद्ध्यात्मना वाऽनुसृतस्वभावात् ।**
**करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ।**

અર્થ—કાયાવડે, વાણીવડે, મનવડે, અથવા ઇંદ્રિયવડે, બુદ્ધિવડે, આત્માવડે કે તેને અનુસરતા સ્વભાવવડે જે જે કરે છે, તે બધું નારાયણ માટે છે, એમ ભગવાનને અર્પણ કરવું. એવી રીતે તમામ ક્રિયા ભગવાનને માટે કરવાથી ભક્તિમાં વલણ થાય છે. જ્યારે ભજનને માટે કાર્ય કરવાપણું થાય, ત્યારેજ તેવી રીતે ભગવાનમાંજ અર્થિપણું થાય છે.

**मूलम् । तत्रादौ शरणं गच्छेन्महापुरुषयोगतः ।**
**महापुरुषपारोक्ष्ये तन्निष्ठैरपि सर्वथा ॥ ७ ॥**

અર્થ—તેમાં પહેલાં મોટા પુરૂષના યોગથી ( પ્રભુની ) શરણે જવું. મોટા પુરૂષ પરોક્ષ હોય એટલે સમીપમાં ન હોય તો પ્રભુમાં જે નિષ્ઠાયુક્ત હોય તેનાથી પણ સર્વથા પ્રભુની શરણે જવું. ( ૭ )

અહીં મોટા પુરૂષના યોગથી પ્રભુની શરણે જવાનું લખેલું છે. તેથી એમ સૂચવ્યું છે કે, મોટા પુરૂષના યોગવિના પોતાની મેળે શરણે જવાતું નથી. તે મોટા પુરૂષ એટલે શ્રીઆચાર્યકુલદ્વારા પ્રભુની શરણે જવાય છે. તે સારૂ એકાદશસ્કંધમાં કહેલું છે—

**तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।**
**शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥**

અર્થ—તેથી ઉત્તમ કલ્યાણને જાણવાની ઇચ્છા રાખનાર, શબ્દબ્રહ્મમાં ( વેદમાં ) અને પરબ્રહ્મમાં ડૂબેલા ગુરૂની શરણે જવાનું કહેવાથી એમ બતાવ્યું છે કે, કેવળ શાસ્ત્ર ભણેલો હોય પણ અનન્ય ભક્ત ન હોય તો તેનાથી ઉત્તમ કલ્યાણનો રસ્તો

જાણી શકાય છે. તેથીજ નારદજીએ ચતુર્થસ્કંધના એકત્રીશમા અધ્યાયમાં પ્રચેતાઓ પ્રત્યે કહેલ છે.

तज्जन्म तानि कर्माणि तदायुस्तन्मनो वचः ।
नृणां येनेह विश्वात्मा सेव्यते हरिरीश्वरः ॥
किं जन्मभिस्त्रिभिर्वेह शौक्लसावित्रयाज्ञिकैः ।
कर्मभिर्वा त्रयीप्रोक्तैः पुंसोऽपि विबुधायुषा ॥
श्रुतेन तपसा वा किं वचोभिश्चित्तवृत्तिभिः ।
बुद्ध्या वा किं निपुणया बलेनेंद्रियराधसा ॥
किं वा योगेन सांख्येन न्यासस्वाध्याययोरपि ।
किं वा श्रेयोभिरन्यैश्च न यत्राऽऽत्मप्रदो हरिः ॥

અર્થ—મનુષ્યોને અહીં જેણે કરીને જગતના આત્મારૂપ ઈશ્વર હરિનું સેવન થાય તે જન્મ, તે કર્મો, તે આયુષ્ય, તે મન અને તે વચન સફલ છે, એમ સમજવું. દ્વિજને એક પિતાથી જન્મ થાય છે તે, બીજો યજ્ઞોપવીત અપાય ત્યારે જન્મ થાય છે તે, અને ત્રીજો યજ્ઞમાં દીક્ષા લેવાય છે, તે મળી ત્રણ જન્મ થવાથી શું ફળ છે? અથવા વેદમાં કહેલાં કર્મો કરવાથી કે દેવતાઓના બરોબર આયુષ્યવડે પણ પુરૂષને શું ફળ છે? ઘણાં શાસ્ત્રો સાંભળવાથી અથવા તપવડે, ઘણાં વચનોવડે કે ચિત્તની વૃત્તિઓવડે પણ શું ફળ છે? ચતુર બુદ્ધિવડે અથવા ઇંદ્રિઓની જેમાં વિશેષ શક્તિ હોય તેવા બળવડે પણ શું ફળ છે? યોગે કરીને કે સાંખ્યે કરીને શું ફળ છે? સન્યાસકે વેદાધ્યન કરવામાં પણ શું ફળ છે? અથવા જેમાં પોતાના સ્વરૂપને આપનાર હરિ ભગવાન્ નથી, તો બીજા કલ્યાણના રસ્તાઓવડે પણ શું ફલ છે? એટલે ઉપર કહેલાં તમામ સાધનોનું પર્યવસાન ભગવાનમાં હોય તોજ તે સફલ થાય છે. નહિતો કાંઇ પણ સફલ થતું નથી. એમ નારદજીએ કહેલું છે, તેથી સાંગ વેદાદિક સર્વ શાસ્ત્ર જાણનાર હોય તો પણ જો ભગવદ્ભક્તિમાં

સંપૂર્ણ નિષ્ઠાવાળો ન હોય તો તેવા ગુરૂને શરણે જવાથી કાંઇ પણ ફળ થતું નથી. તેથી અહર્નિશ તમામ ક્રિયાઓ ભગવાન્ માટેજ રાખવી, તે આચાર્યકુળમાંજ છે. માટે તેમનો યોગ કરીને તે દ્વારા પ્રભુની શરણે જવું અને તેઓનું પરોક્ષપણું હોય તો ભગવન્નિષ્ઠ ભક્તો હોય, તેઓનો સત્સંગ કરી તે દ્વારા[1] પણ પોતે ( માનસિક ) શરણે જાય. અને જ્યારે તેવા મોટા પુરૂષનો યોગ બને ત્યારે તે દ્વારા સાક્ષાત્ શરણ જાય.

**मूलम् । तत आश्रयसंसिद्धौ सेवार्थं स्वसमर्पणम् ।**
**समर्पणे जीवदेहतत्संबंधवतामपि ॥ ८ ॥**
**ब्रह्मसंबंधतः कृष्णसाक्षात्संबंधयोग्यता ।**

અર્થ—તેવી રીતે શરણે જવાથી આશ્રયની સારી રીતે સિદ્ધિ થાય તે, નિમિત્ત સેવામાટે પોતે સમર્પણ કરવું. સમર્પણ કરવામાં જીવ દેહ અને તેઓમાં સંબંધવાળાઓને પણ (૮) શ્રીકૃષ્ણના સાક્ષાત્સંબંધની યોગ્યતા થાય છે.

આશ્રયની સારી રીતે સિદ્ધિ થવાનું લખ્યું છે. તેનો અભિપ્રાય એવો લખે છે કે, વિવેકધૈર્યાશ્રય નામના ગ્રંથમાં શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ આશ્રયનું સ્વરૂપ લખેલું છે. તે પ્રમાણે આશ્રય થાય, ત્યારે તેની સારી રીતે સિદ્ધિ સમજવી. સેવા માટે સમર્પણ કરવાનું લખ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે, જેમ બ્રાહ્મણને યજ્ઞોપવીતરૂપ સંસ્કાર થયો ન હોય ત્યાં સુધી વૈદિક ક્રિયા કરવાનો અધિકાર નથી. તેમ વૈષ્ણવને જ્યાં સુધી બ્રહ્મસંબંધ થયો ન હોય, ત્યાં સુધી સેવા કરવાનો અધિકાર સિદ્ધ

---

૧ આગળ બસેંબાવન વાર્તાઓ વગેરેમાં તેવી હકીકત વાંચવામાં આવે છે કે, ચાચાહરિવંશજીપ્રભૃતિદ્વારા પણ જીવો શરણે જતા. તેથીશ્રીહરિરાયજીએ વૈષ્ણવ દ્વારા પણ શરણે જવાનું લખેલું છે. તેનો અભિપ્રાય એવો જણાય છે કે, જેઓને શરણ સિદ્ધ થયેલું હોય, એટલે અહર્નિશ શરણનું અનુસંધાન રહેતું હોય, જેમ ચાચાહરિવંશજીને નિદ્રામાં પણ શરણમંત્રનો ઉચ્ચાર થયા કરતો હતો તે પાસેનાં માણસો સાંભળતાં હતાં. તેવી રીતના ભક્તો હોય અને તેઓને આજ્ઞા હોયતોજ તે દ્વારા શરણ જવાય. તે સિવાયતો શ્રીઆચાર્યકુળદ્વારાજ શરણ જવાય.

થતો નથી. તેથી સમર્પણ સેવાના અધિકારને સિદ્ધ કરનાર છે. તે હકીકત સિદ્ધાંતરહસ્યાદિક ગ્રંથોની ટીકાઓમાં પ્રસિદ્ધ છે. માટે સમર્પણ કરવાથી સાક્ષાત્ શ્રીકૃષ્ણના સંબંધની યોગ્યતા થાય, ત્યારેજ સેવા બને છે.

मूलम् । ततस्तत्सेवया स्वीयसर्वस्वविनियोगतः ॥ ९ ॥

गृहीतः परमानंदो निधिः कृष्णोऽक्षयः स्वतः ।

अतस्तु सावधानत्वं विधेयं भगवज्जनैः ॥ १० ॥

संप्राप्तनिधिभिश्चौरवंचकेभ्यो विशेषतः ।

चौरास्तु द्विविधा ज्ञेया बाह्याभ्यंतरभेदतः ॥ ११ ॥

અર્થ—શ્રીકૃષ્ણની સાથે સાક્ષાત સંબંધની યોગ્યતા થઇ, એટલે તેમની સેવા બને તેથી પોતાના સર્વસ્વનો તેમાં વિનિયોગ થાય. (૯) એટલે પરમ આનંદરૂપ ખુટે નહિ તેવો શ્રીકૃષ્ણરૂપ ખજાનો પોતાની મેળે ગ્રહણ થયો. માટે જેઓને નિધિરૂપ શ્રીકૃષ્ણ પ્રાપ્ત થયેલા છે, તેવા ભગવદ્ભકતોએ ચોર અને ઠગારાઓથી વિશેષે કરીને સાવધાનપણું રાખવું. બહારના અને ભીતરના ભેદવડે ચોરો બે પ્રકારના જાણવા. [ ૧૦-૧૧ ]

જ્યારે શ્રીકૃષ્ણસાથે સંબંધને યોગ્ય થાય, ત્યારે તેમની સેવા કરવા લાગે, એટલે પોતાના તન, મન અને ધનનો વિનિયોગ શ્રીકૃષ્ણમાં થાય. તેમ થવાથી શ્રીકૃષ્ણરૂપ પરમાનંદાત્મક એક ખજાનો તેમણે લીધો. હવે જ્યારે પોતાની પાસે ખજાનો હોય ત્યારે ચોર કે ઠગારાઓ કોઇ તે ખજાનાને લૂંટી જાય, તેને માટે સાવધાન રહેવુંજ જોઇએ. ત્યાં શંકા થાય કે, ધનના ખજાનાને લૂંટનારાઓ ચોર વગેરે છે. પણ આ ખજાનાને લૂંટનાર કોણ? તે સારૂ બતાવે છે કે, ચોર અને ઠગારાઓ આ ખજાનાને પણ લૂંટનારા છે. તેમાં ચોર બે પ્રકારના છે, તે આગળના શ્લોકમાં બતાવે છે.

मूलम् । बाह्याः कुटुंबरूपा ये ते तु वित्तहरा स्मृताः ।
यतस्तद्विनियोगेन वित्तं याति समर्पितम् ॥ १२ ॥
आंतराः कामलोभाद्याश्चित्तमात्रहरास्तु ते ।
यतो बहिर्मुखं चित्तं सेवायां प्राविशेन्न हि ॥ १३ ॥

અર્થ—જે કુટુંબરૂપ બહારના ચોર છે, તે તો ધનને હરનાર છે. કેમકે ધનનો વિનિયોગ કુટુંબમાં થવાથી પ્રભુને અર્પણ કરેલું ધન જતું રહે છે. (૧૨) અને કામલોભાદિક ભીતરના ચોર છે. તે માત્ર ચિત્તને હરવાવાળા છે. જેનાથી ભગવદ્વિમુખ થયેલું ચિત્ત સેવામાં લાગે નહિ. (૧૩)

સેવામાં પ્રાપ્ત થયેલ શ્રીકૃષ્ણ નિધિ ( ખજાનો ) છે. તેને ઉપયોગી સેવા કરનારનું ધન અને ચિત્ત છે. તેમાં ધનને ચોરનાર કુટુંબરૂપ ચોર છે. કેમકે બ્રહ્મસંબંધ કર્યો ત્યારે ધન પ્રભુને અર્પણ કરેલું છે. તે ધન કુટુંબીઓના કાર્યમાટે વપરાય અથવા તે કુટુંબીઓ પોતાની મેળે જોઇતું ધન લઇ જાય, ત્યારે તે પ્રભુને અર્પણ થયેલું ધન ગયું. તેથી તે ચોરાયલું ગણાય છે. તે સારૂજ આપણા માર્ગમાં એવી રીતિ છે કે, પુત્રાદિકના વિવાહવગેરે પ્રસંગોમાં ધન વાપરવું હોય તે પ્રભુની આજ્ઞા માગીને વાપરવું. તે આજ્ઞા માગ્યાસિવાય ઉત્સાહથી તેવા પ્રસંગમાં વાપરે તો તે ધન ચોરાયલું ગણાય છે. તે સારૂજ નવરત્નમાં તે બાબતની ચિંતા થવાનુ લખેલું છે, કે પ્રભુને અર્પણ થયેલા ધનનો વિનિયોગ પશુપુત્રાદિકમાં શી રીતે થઈ શકે ? તેવી રીતે સમજીને વિચાર કરનાર ભક્તોને સમાધાન માટે નવરત્નમાંજ ખુલાસો કરેલો છે કે, આપણે સમર્પણ કર્યું, ત્યારે પશુ, પુત્ર, સ્ત્રી, ધન, દેહ, ઇંદ્રિયો અને તેના ધર્મો તમામ ભગવાનને સ્વાધીન કરેલા છે. તેથી તે સ્ત્રી પુત્રો પણ જો પોતાના (પ્રભુના)છે, તો તેને માટે વિનિયોગ થવામાં પણ ચિંતા નથી, કેમકે તેઓ પણ પ્રભુના સંબંધવાળા થવાથી પ્રભુના સંબંધીઓમાં પ્રભુના ધનનો

વિનિયોગ થાય તેમાં ચિંતા શી કરવી? એવી રીતની આજ્ઞા છે. તેથી એમ પણ અનુમાન થાય છે કે, અહીં કુટુંબરૂપ ધન હરનાર ચોર લખ્યા છે, તે પોતાનાં સ્ત્રીપુત્રાદિક નહિ, પણ પોતે બ્રહ્મસંબંધ કરેલ છે, તેમાં જેઓને સમાવેશ થતો નથી, તેવા કુટુંબીઓમાં ધનને વિનિયોગ થાય, તેને માટે આ હકીકત જણાય છે. અને ભીતરના ચોર કામલોભાદિક લખેલા છે તે ચિત્તને હરનારા છે. એટલે જેના ચિત્તમાં કામલોભાદિક હોય તેનું ચિત્ત ભગવત્સેવામાં લાગે નહિ. એ હકીકત તો પ્રસિદ્ધજ છે. તે સારૂ એકાદશસ્કંધનાં કહેલ છે કે,

न कामकर्मबीजानां यस्य चेतसि संभवः ।
वासुदेवैकनिलयः स वै भागवतोत्तमः ॥

અર્થ—જેના ચિત્તમાં કામ અને કર્મનાં બીજોની ઉત્પત્તિ થતી નથી, અને પ્રભુમાંજ મુખ્ય જેની સ્થિતિ છે તે ભગવદ્ભકતમાં ઉત્તમ ભકત છે. માટે કામાદિક હોય ત્યાં સુધી ચિત્ત સેવામાં સ્થિર થઇને રહેતું નથી.

मूलम् । चित्तवित्तैकसाध्या हि सेवा चापि न सिध्यति ।
तदभावेऽखिलं व्यर्थं पुरुषार्थपरिक्षयात् ॥ १४ ॥

અર્થ--ચિત્ત અને વિત્ત ( ધન ) થીજ સિદ્ધ થનારી સેવા છે. તે પણ સિદ્ધ થાય નહિ. અને સેવા ન થાય, ત્યારે પુરૂષાર્થનો ક્ષય થવાથી સમગ્ર વ્યર્થ છે. ( ૧૪ )

સિદ્ધાંતમુકતાવલિમાં સેવાનું લક્ષણ કહેલું છે કે **चेतस्तत्प्रवणं सेवा** ( ચિત્ત પ્રભુમાં પરોવાઇ જાય તેનું નામ સેવા છે.) તે સેવા કામલોભાદિકથી ચિત્ત પ્રભુમાં પરોવાય નહિ, તેથી સિદ્ધ થાય નહિ. અને ધનનો વિનિયોગ કુટુંબાદિકમાં થાય એટલે પ્રભુની સેવામાં તેનો વિનિયોગ થાય નહિ. તેથી ચિત્તથી અને વિત્તથી સેવા બને નહિ, ત્યારે જેમ ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ મર્યાદામાર્ગમાં પુરૂષાર્થ છે, તેમ આપણે પ્રભુની સેવા પુરૂ-

ષાર્થ છે. તે સેવા બની નહિ, એટલે પુરૂષાર્થનો નાશ થયો. તેથી સર્વ ક્રિયા વ્યર્થ છે.

मूलम् । अतो विवेकधैर्यादिशस्त्रयुक्तैस्तथा पुनः ।
आंतरास्ते निराकार्या बाह्यास्ते तु यथाक्रमम् ॥१५॥
सेवाकारणतद्रोधपरित्यागादिसाधनैः ।
वंचकस्तु ततोऽप्येष दुष्टइत्येव बुध्यताम् ॥१६॥

અર્થ—માટે વિવેકધૈર્યાદિક શસ્ત્રયુક્ત વૈષ્ણવોએ કામલોભાદિક ભીતરના ચોરોનું નિરાકરણ કરવું, અને બહારના કુટુંબરૂપ ચોરોનું તો ક્રમ પ્રમાણે સેવાના કારણમાં જે આડા આવે તેના પરિત્યાગાદિક સાધનવડે નિરાકરણ કરવું. અને ઠગારો તો એ ચોરોથી પણ દુષ્ટજ છે, એમ જાણવું. (૧૫,૧૬)

જ્યાં ચોરોની બીક હોય ત્યાં શસ્ત્રસહિત રહેવું જોઇયે, માટે ચિત્ત અને વિત્તને લેનાર ઉપર બતાવેલા ચોરો છે. તેનાથી પરમાનંદ શ્રીકૃષ્ણરૂપ ભાવાત્મકનિધિની રક્ષા કરવામાટે વૈષ્ણવોએ પણ શસ્ત્રયુક્ત રહેવું જોઇયે. તેમાં ભીતરના ચોરો ચિત્તને હરનાર કામલોભાદિક છે. તે ચોરોનો નાશ કરવામાટે વિવેકધૈર્યાદિક શસ્ત્ર રાખવાં જોઇયે. તેથીજ શ્રીમહાપ્રભુજીએ વિવેક, ધૈર્ય અને આશ્રયનો જૂદો ગ્રંથ કરેલો છે. અને આ શ્લોકમાં પણ આદિ શબ્દથી આશ્રયનું સૂચન કરેલું છે. તેમાં વિવેકનું મુખ્ય સ્વરૂપ એમ બતાવ્યું છે કે, **विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति** હરિ પોતાની અથવા પોતાના ભકતની ઇચ્છાથી બધું કરશે એમ સમજવું, તેનું નામ વિવેક કહેવાય છે. એટલે મુખ્ય ભકત જે વ્રજભકતો છે. તેવા ભકતોની ઇચ્છાપ્રમાણે પ્રભુ કરે છે. અને સાધારણ ભકતો માટે પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે, કેમકે તેવા ( સાધારણ ) ભકતો બરાબર ભગવાનની ક્રિયાને જાણી શકતા નથી. તેમ કેવી રીતે કરવાથી પોતાનું સારૂં થશે, તે પણ જાણી શકતા નથી માટે તેવા ભકતોની

ઇચ્છાપ્રમાણે પ્રભુ કરે, તો તે ભકતોનેજ નુકસાન થાય. તે સારૂ તેવાઓને માટે પોતાની ઇચ્છાપ્રમાણે કરે છે. અને વ્રજભકતો જેવા મુખ્ય ભકતોને તો પ્રભુસિવાય બીજું કાંઇ છેજ નહિ, તેથી તેવા ભકતોની ઇચ્છાપ્રમાણે પ્રભુ કરે છે. એમ સમજવું, એ વિવેકનું સ્વરૂપ છે. અને મરણપર્યંત તમામ દુઃખનું સહન કરવું, એ ધૈર્યનું સ્વરૂપ છે. તેમજ આ લોક અને પરલોકમાં સર્વ રીતે હરિજ શરણ છે, એમ સમજવું; એ આશ્રયનું સ્વ- રૂપ છે, એ વિવેક, ધૈર્ય અને આશ્રયનું સ્વરૂપ વિસ્તારથી વિવેક ધૈર્યાશ્રય ગ્રંથમાં લખેલું છે. તેમાંથી સમજી લેવુ. તે શસ્ત્રોવડે કામલોભાદિક ભીતરના ચોરનો નાશ થાય છે. અને કુટુંબરૂપ બહારના ચોર છે, તેને માટે શસ્ત્ર એવાં રાખવાં જોઇયે કે જેટલાં સેવાનાં કારણો છે; તેમાં જે આડાં આવતાં હોય તેનો ત્યાગ કરવો, તેવાઓથી ઉદાસીન રહેવું. એજ શસ્ત્રોથી તેનું નિરાકરણ થાય છે. એ બન્ને ચોરોનું જ્ઞાન તો જે થોડી પણ સમજવાળો હોય તેને પણ થઈ શકે છે. પણ વંચક (ઠગારો) એનાથી પણ દુષ્ટ છે. તેનું જ્ઞાન થવું ઘણું મુશ્કેલ છે. તે સારૂ તે બાબત આગળ વિવેચન કરે છે.

मूलम् । यतस्तदाकृतिश्चेष्टा तथाचारश्च भाषणम् ।
विनयः सततावेशः शंखचक्रादिचिह्नितः ॥१७॥
एवमाद्यखिलं तुल्यं भगवद्धर्मवर्त्तिभिः ।
ततो ज्ञानाभावतोऽपि सर्वथा नाशनं मतम् ॥१८॥

અર્થ—ચોરના કરતાં પણ વંચક દુષ્ટ છે, એમ ઉપર કહ્યું તેનું કારણ કહે છે કે, જે કારણમાટે તે વંચકની આકૃતિ, ક્રિયા તેમજ આચાર; બોલવું, વિનય, હમેશાં તેમાં ભગવદ્ધર્મનો આવેશ; શંખચક્રાદિકથી ચિહ્નિત એ તમામ ભગવદ્ધર્મમાં વર્ત્તનાર વૈષ્ણવોના જેવુંજ હોય છે, તેથી તેનું જ્ઞાન થાય નહિ, માટેજ નિશ્ચય તેનાથી નાશ થાય છે. (૧૭-૧૮)

જે વંચક ( ઠગારો ) હોય છે, તેની મતલબ સામા માણુસને ઠગવાની હોવાથી તેની આકૃતિ વૈષ્ણુવની બરાબર તે રાખે છે. ક્રિયા, બોલવું, વિવેક રાખવો, ભગવદ્ધર્મ સાંભળી કે તે બાબતની વાર્તા કરી ગદ્દગદકંઠ થઈ જવું, છાપાં તિલક હુમેશાં રાખવાં. વગેરે ચિહ્નો બરાબર ભગવદીયનાં જેવાં હોય છે. એટલે પોતે ગમે તેવો પ્રસિદ્ધ હોય, લોકમાં પોતાની મોટાઈ હોય; તો પણ બીજાઓને છેતરવા માટે પોતામાં અત્યંત દીનતા રાખે છે. તે એટલે સુધી કે પોતે કાંઇ પણ માન નહિ રાખતાં ઘણું હીનપણુ કબૂલ કરી તેવી સેવા વગેરેની ક્રિયાઓમાં તત્પર થઇ જાય છે. ભગવદ્વાર્ત્તા કરતાં નેત્રમાં જલ આણે છે. અને વિવેક પણ એટલો રાખે છે કે, કોઇ સારા વૈષ્ણુવોની સમક્ષ કે તેવા ભોળા આચાર્યકુલની સમક્ષ નમ્રતાથી બોલે કેઃ—

“ मैं कोन हूं, अत्यंत तुच्छ जीव हूं, दोषको भऱ्यो हूं, मेरेमें कछु धर्म नहिं हे, मैं कछु जानूं नहिं हूं. केवल बडेनके अनुग्रहसूं जो दो अक्षर मेरे मुखमें आये हे सो यथामति मैं बोलूं हूं.

ઇત્યાદિક વિનયયુક્ત વાકયોથી ભોળાઓના ચિત્તમાં અત્યંત વિશ્વાસ બેસાડી દે છે. દીનતાના વાકય બોલે તેમાં તો પોતે કાંઈ ન જાણુતો હોય તેવાં વાકય બોલે, પણ પછી કાંઇ પ્રસંગ કાઢીને શાસ્ત્રસબંધી મોટી મોટી એવી વાતો કરે કે, સામા માણુસને પોતે સર્વજ્ઞ હોય તેવો ડોળ બતાવે. તેથી તેના સ્વરૂપનું જ્ઞાન થઇ શકે નહિ. કેમકે જે સાચા વૈષ્ણુવો હોય તેમાં પણ તેવો વિનય, શંખચક્રાદિક ચિન્હ, ભગવદ્વાર્ત્તામાં ગદ્દગદકંઠ થવું સ્વમાર્ગીય ગ્રંથોની વાતો કરી સામાના અંતઃકરણમાં ધર્મની વાતો બેસાડવી. તે વગેરે ચિન્હો હોય છે તેથી આ સાચો વૈષ્ણુવ છે કે ઠગ છે ? એ જ્ઞાન થાય નહિ, તેથી તેની વાતોપર વિશ્વાસ રાખે તો પોતાના ભાવનો નાશ થયા વગર રહેજ નહિ. માટે તેવા ઠગનું સ્વરૂપ જાણુવાની ઘણી અગત્ય છે. તેથીજ વિસ્તારથી તેમનું વિવેચન કરે છે.

मूलम् । दुर्घटं तस्य विज्ञानं सर्वथा भक्तसाम्यतः ।
अत एव न कर्त्तव्यो विश्वासो ह्यविचारतः ॥१९॥

અર્થ—તે વંચકને ભક્તનું સામ્ય હોવાથી તેનું વિજ્ઞાન દુર્ઘટ છે. માટેજ વિચાર્યાવગર વિશ્વાસ કરવો નહિ. (૧૯)

ઉપર બતાવ્યા પ્રમાણે વંચકમાં ભકતોનાં જેવાંજ ચિન્હો હોવાથી આ વંચક છે, એમ જાણવું મુશ્કેલ છે. માટેજ બરાબર વિચાર કર્યા વગર તેવાઓનો વિશ્વાસ કરવો નહિ. આ સ્થળે એવી શંકા થાય કે પહેલાંથી આ ઠગ છે કે સાચો વૈષ્ણવ છે એમ શીરીતે જણાય ? અને જણાય નહિ ત્યારે કોઈનો સંગ કરવો નહિ, એમ થયું, ત્યારે સત્સંગ કેમ મળે ? તેને માટે વંચકનાં અસાધારણ ચિન્હ આગળ કહેવાશે. તોપણ સામાન્ય રીતે એટલું તો સમજવુંજ જોઇયે કે, આપણે જેનો સંગ કરવાની ઇચ્છા કરીયે છીયે, તેનો સંગ કરનારાઓમાં કેવો ધર્મ દેખાય છે ? પ્રસિદ્ધ વૈષ્ણવો કે. આચાર્યકુલની અસમક્ષ તેની વર્ત્તણુક કેવી છે ? તેને ધર્મનીજ ઇચ્છા છે કે, કાંઈ ધન, માન વગેરેની ઇચ્છા છે ? તે પરંપરાની ચાલતી પ્રસિદ્ધ રીતિ પ્રમાણે ધર્મ બતાવે છે, કે તેમાં કાંઇ પોતાની અક્કલ વાપરીને મૂળથી ચાલતી રીતિમાં ભૂલ બતાવી પોતે માર્ગનું શુભ કરનાર છે, એવો ડોળ ઘાલે છે ? કેમકે શિક્ષાપત્રમાં શ્રીહરિરાયજીએ કહેલ છે.

यो वदत्यन्यथावाक्यमाचार्यवचनाज्जनः ।
संसृतिप्रेरको वाऽपि तत्संगो दुष्टसंगमः ॥

અર્થ—જે જન શ્રીઆચાર્યજીના વચનથી અન્યથા વાકય બોલે છે. અથવા સંસારને મળતી બાબતમાં પ્રેરણા કરે છે, તેનો સંગ એ દુષ્ટ સંગ જાણવો. તેથી શ્રીઆચાર્યજીની આજ્ઞાથી અન્યથા ઉપદેશ કરે તે દુષ્ટ કહેવાય છે. ઇત્યાદિક લક્ષણો જોયા બાદ સંગ કરવો.

मूलम् । तदीयत्वभ्रमोतास्मिन्विश्वासः संगदोषतः
असत्यपि च सद्भावात्पतनं भुक्तिमार्गतः ॥ २० ॥

અર્થ—આ ભગવદીય છે, એવા ભ્રમથી તેવાની ઉપર વિશ્વાસ રાખે, અથવા વિશ્વાસ ન રાખે તો પણ સંગદોષથી સાચા ભાવથી પતન થાય છે, એટલે ભક્તિમાર્ગથી પણ પતન થાયછે.૨૦

વંચકમાં પણ બધાં ચિન્હો હોવાથી આ ભગવદીય છે, એવો ભ્રમ થાય. એટલે તેના ઉપર વિશ્વાસ બેસવાથી તેના વચન ઉપર શ્રદ્ધા રહે. અથવા વિશ્વાસ ન બેસે તો પણ તેના સંગના દોષથીજ ખરો ભાવ જતો રહે છે. તેથીજ શ્રીહરિરાયજીએ શિક્ષાપત્રમાં કહેલું છે કે,

सहायभ्रममुत्पाद्य वंचयंति यथा जनम् ।
मार्गस्थितं तथा नाथ वंचितोऽहं गृहस्थितैः ॥

અર્થ—જેમ કોઇ રસ્તામાં મનુષ્ય ચાલ્યું જતું હોય, તેને ઠગ પુરૂષ મળે, તે મીઠી મીઠી વાતો કરી તે ચાલનારને એમ સમજાવે કે સાથે ચાલવાથી સહાયતા થશે. એમ સહાયતાનો ભ્રમ ઉત્પન્ન કરીને પછી તેને છેતરે છે. તેવી રીતે ઘરમાં(પાસે) રહેલા માણસોએ અમે તમારી સહાયતામાં છિયે, એમ સમજાવી હે નાથ ! મને છેતરેલ છે. માટે તેવો ઠગ હોય છે, તે સહાયતાનોજ ભ્રમ ઉત્પન્ન કરે છે. તેથી માણસ તેની વાતો સાંભળીને એમજ સમજે કે આ આપણુને સહાય કરનાર છે, તેથીજ તે છેતરાય છે. ત્યાં એવી શંકા થાય કે સાચા ધર્મવાળો ન મળે ત્યારે આપણે સ્વમાર્ગીય સિદ્ધાંત તેવાઓની પાસેથી સાંભળીયે નહિ, તો સિદ્ધાંત સાંભળ્યા વગર રહિયે, તેના કરતાં તેવાઓના મુખથી સિદ્ધાંતની હકીકત સાંભળવામાં હરકત શું ? તો તેવીશંકાની નિવૃત્તિ માટે પણ શ્રીહરિરાયજીએજ શિક્ષાપત્રમાં લખેલું છે.

**वाचः प्रभूणां वदने दुर्जनानां भवंति न ।**
**म्लेच्छानामिव गायत्री ततः श्रवणतः किमु ॥**
**तत्सधर्मास्तत्र वर्णा अनुभावात्तिरोहिताः**
**अतः फलं न श्रवणाद्दोषः प्रत्युत जायते ॥**
**सावधानतमैः स्थेयमीदृक्श्रवणकीर्त्तनात् ।**

અર્થ—દુર્જનના મુખમાં પ્રભુની વાણી આવતી નથી. મ્લેચ્છના મુખમાં ગાયત્રી આવે તે સાંભળવાથી ફળ શું થાય? કેમકે તે ગાયત્રીના અક્ષરો મ્લેચ્છના મુખમાંથી નીકળે, તેમાં મ્લેચ્છના ધર્મો આવે છે, એટલે ગાયત્રીનો પ્રભાવ જતો રહે છે. તેથી તે સાંભળવાથી ફળ નથી. પણ ઉલટો દોષ થાય છે. તેવી રીતે જેનામાં ભગવદ્‌ભાવ ન હોય, અને જે બહિર્મુખ હોય, તેના મુખથી સ્વમાર્ગીય ગ્રંથ સાંભળવાથી સ્વમાર્ગીય ધર્મ પ્રાપ્ત થતો નથી. માટે એવા શ્રવણ કે કીર્ત્તનથી અત્યંત સાવધાન થઇને રહેવું જોઇએ.

**मलम् । अत एवोक्तमाचार्यैर्गुरोरपि च त्रिक्षणम् ।**
**कृष्णसेवापरं वीक्ष्येत्यादिपद्ये निबंधगे ॥ २१ ॥**

અર્થ—તેથીજ શ્રીઆચાર્યજીએ સર્વનિર્ણય નિબંધમાં **कृष्णसेवापरं वीक्ष्य** એ શ્લોકથી સિદ્ધાંત જાણવામાં ગુરૂની પણ પરીક્ષા કરવી, એમ આજ્ઞા કરેલી છે. (૨૧)

સંગ કરવામાં છેતરાઈ જાય તો સત્સંગને બદલે દુઃસંગ થઈ જાય, એટલે સિદ્ધાંતનુ જ્ઞાન થાય નહિ. તે સારૂજ શ્રીઆચાર્યજીએ સર્વનિર્ણય નિબંધમાં આજ્ઞા કરી છે કે,

**कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरम् ।**
**श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ।**

અર્થ—શ્રીકૃષ્ણની સેવામાં તત્પર, દંભ વગેરે ન હોય, અને શ્રીભાગવતના તત્વને જાણનાર પુરૂષને જોઇને સિદ્ધાંતનુ

તત્ત્વ જાણુવાની જેને ઇચ્છા હોય તે તે પુરૂષને આદરથી ભજે. એટલે કેવળ મંત્રોપદેશ લેવાનેમાટે આ આજ્ઞા નથી, કેમકે તેમાં **जिज्ञासुः** ( જાણુવાની ઇચ્છાવાળો ) એમ લખેલું છે, તેથી સિદ્ધાંતના સ્વરૂપને જાણુવાની ઇચ્છાવાળો હોય, તેને માટે આ આજ્ઞા છે. તેથીજ સત્સંગ કરવાના પ્રસંગમાં અહીં પણ લખેલ છે, માટે ગુરૂની પણ પરીક્ષા કરીને તેમનો સત્સંગ કરવો, એટલે તેમની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું. તે પરીક્ષામાં એટલુંજ જાણુવાનું છે કે, પ્રભુની સેવામાંજ તત્પર હોવા જોઇયે. તે પણ કાંઈ દંભથી સેવા કરતા હોય અને પોતાને આસક્તિ બીજા ધર્મમાં હોય તો તે દંભથી સેવા કરે છે. એમ જાણવું. તેવી રીતે જેને દંભ ન હોય, જેવો ધર્મ અંતઃકરણમાં હોય, તેવોજ ઉપદેશ કરતા હોય અને તે પ્રમાણે પોતે વર્ત્તતા હોય, અને શ્રીભાગવતના તત્વરૂપ જે પરમાનંદ શ્રીકૃષ્ણ તેમના સ્વરૂપનું જેને યથાર્થ જ્ઞાન હોય. અથવા શ્રીભાગવતનું ખરૂં તત્ત્વ નિરોધલીલાના ફલપ્રકરણમાં છે, તેને બરાબર જાણતા હોય તેવા ગુરૂનું આદરથી ભજન કરવું. કેમકે ઉપર પ્રમાણે લક્ષણ જોયાસિવાય તેમની આજ્ઞાનોજ આધાર રાખે તો એક એકતરેહની આજ્ઞા કરે, અને બીજા બીજી તરેહની આજ્ઞા કરે. તેથી કોની આજ્ઞા માનવી? તે બાબત મન સંશયયુક્ત થાય. તે સારૂજ શ્રીઆચાર્યજીએ ઉપર પ્રમાણે આજ્ઞા કરેલી છે. કે જેને સિદ્ધાંત જાણવાની ઇચ્છા હોય. તેમણે ઉપર લખ્યા પ્રમાણે પ્રભુની સેવામાં તત્પર, દંભવિનાના, અને શ્રીભાગવતનું તત્ત્વ જે નિરોધલીલાનું ફલપ્રકરણ તેને જાણુનાર હોય તેવાઓને ભજવા. એટલે તેવાઓની પાસેથી સિદ્ધાંતનો બોધ લેવો. એવી રીતે ગુરૂની બાબતમાં પણ જ્યાં શ્રીઆચાર્યજીની આજ્ઞા છે, ત્યાં બીજા જીવોને માટે તો તેની પરીક્ષા કર્યા સિવાય તેનો સંગ કરે, તો તેમાંથી ફલ પ્રાપ્ત કયાંથીજ થાય? એ હકીકત અવશ્ય સૌએ સમજવા જેવી છે.

**मूलम् । नन्वेतस्य परिज्ञानं कथं भवति सर्वथा ।**
**ज्ञाने सति परित्यागः कर्त्तव्योऽस्य सतां भवेत् ॥ २२ ॥**

અર્થ—ત્યાં શંકા થાય કે તેનુ બરાબર જ્ઞાન કેમ થાય ? જો યથાર્થ જ્ઞાન થાય, તો તેનો ત્યાગ સત્પુરૂષથી થઈ શકે. (૨૨)

જ્યાં સુધી વંચકનું જ્ઞાન થાય નહિ, ત્યાં સુધી તેનામાં માન્યબુદ્ધિ રહે; એટલે તેનો ત્યાગ થઈ શકે નહિ. તે સારૂ આ શ્લોકથી એકત્રીશમા શ્લોક સુધી તેમના તરફની બરાબર શંકા કરીને પછી તે જાણુવામાટે સિદ્ધાન્તવાક્યનું નિરૂપણ થશે.

મૂલમ્ । भवेच्च चोरविज्ञानं शास्त्रतो धर्मदर्शनात् ।
न हि वंचकविज्ञानं साम्यतो भगवज्जनैः ॥ २३ ॥

અર્થ—શાસ્ત્રમાં ચોરનાં લક્ષણ લખેલાં છે, તે જોવામાં આવે, તેથી ચોરનું જ્ઞાન થાય. પણ વંચક (ઠગ) નાં લક્ષણ તો ઉપરથી ભગવદ્ભક્તનાં જેવાંજ હોય. તેથી તેનું જ્ઞાન થાય નહિ. (૨૩)

ભગવદ્ભાવરૂપ નિધિના ચોર ઉપર બતાવ્યા છે, તેનું જ્ઞાન તો શાસ્ત્રથી થઈ શકે છે. કેમકે બાહ્યચોર કુટુંબરૂપ જે લખેલા છે તેને માટે શ્રીભાગવત દશમસ્કંધમાં લખેલું છે.

अधर्मोपचितं वित्तं हरंत्यन्येऽल्पमेधसः ।
संभोजनीयापदेशैर्जलानीव जलौकसः ॥

અર્થ—જલમાં રહેનારા જંતુઓ જેમ નિત્ય જલને લેતા જાય છે., તેવી રીતે અલ્પબુદ્ધિવાળાના અધર્મથી એકઠા કરેલા ધનને કુટુંબરૂપાદિક લઈ જાય છે કે, આને જમાડવા જોઇયે, આને વસ્ત્રાદિક આપવાં જોઇયે, એવા મિષથી ધનને હરી લે છે. ઇત્યાદિક વાક્યોથી ધન હરનાર કુટુંબાદિકનું જ્ઞાન થઈ શકે છે. અને ભીતરના ચોર કામલોભાદિક ચિત્તને હરનાર છે, તેનું જ્ઞાન પણ શાસ્ત્રથી થાય છે. તે ગીતાજીમાં લખેલું છે.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥

અર્થ—કામ. ક્રોધ અને લોભ એ ત્રણ પ્રકારનું નરક પો-

તાને નાશ કરનાર છે, માટે એ ત્રણેને છોડી દેવાં. તેમજ શિક્ષાપત્રમાં લખેલું છે,

स्थेयं सेवापरैरन्याश्रयत्यागविचक्षणैः ।
कामलोभादिदोषैकपरित्यागेच्छुभिः सदा ॥

અર્થ—જે સેવાપરાયણ છે, તેઓએ હંમેશાં અન્યાશ્રયનો ત્યાગ કરવામાં વિચક્ષણ અને કામલોભાદિક દોષના પરિત્યાગની ઇચ્છાવાળા થઇને રહેવું. ઇત્યાદિક વાકયથી ભીતરના ચોરનું પણ જ્ઞાન થઈ શકે છે. પણ વંચકનાં લક્ષણ તો ભગવદ્ભક્તના જેવાંજ હોય છે, તેથી તેનું જ્ઞાન થઈ શકતું નથી. તે બાબત વાર્ત્તાઓમાં પ્રસિદ્ધ છે કે, ગૌડદેશનિવાસી નારાયણદાસજી બાદશાહના દિવાન હતા, તેમને ઘેર ચાર ઠગ વૈષ્ણવ બનીને આવ્યા હતા. તેઓ નારાયણદાસજીની સ્ત્રી વીરાંબાઈ પાસે ભગદ્વાર્તા કરવા બેઠા. ત્યાં એવી આવેશની વાર્ત્તા કરવા લાગ્યા કે વીરાંબાઇને ભગવદ્રસના આવેશમાં મૂર્છા આવી ગઈ, તેજ વખત તે ઠગો તેના ગળામાં ફાંસી દઈ ઘરેણાં વગેરે લઈ ચાલતા થયા. પણ તે નારાયણદાસજી તેવા અનન્ય તાદૃશીય ભક્ત હોવાથી તેમને વિઘ્ન કરનાર કોણ છે? માટે તે ઠગો તેને સામા મળ્યા, ત્યારે તે આગ્રહથી પોતાને ઘેર લાવ્યા. કેમકે તેને વૈષ્ણવો ઉપર દૃઢ ભાવ હતો, તેથી તેનું ફલ સારૂં થયું અને વીરાંબાઈ જીવતાં થયાં. એ હકીકત વિસ્તારથી તેમની વાર્ત્તામાં લખેલી છે, તે પ્રસિદ્ધ છે. તેવીજ રીતે બીજી વાર્ત્તાઓમાં પણ હકીકતો પ્રસિદ્ધ છે, માટે ઠગનું જ્ઞાન થવું બહુ મુશ્કેલ છે.

मूलम् । न कोऽपि तादृशो धर्मो वैलक्षण्यावबोधकः ।
मृगाणामिव साधूनां मृगयारिव गायने ॥ २४ ॥
अतोऽपि किंचिदाधिक्यं वंचके तु प्रतीयते ।
प्रदर्शनार्थत्वस्तु वेषादेरिह सर्वथा ॥ २५ ॥

અર્થ—જેમ સારાં મૃગલાંઓને ગાયન કરીને મોહ કરવા

માટે પારાધિ જાય છે, તેવી રીતે ઠગ પણ વૈષ્ણવને છેતરવામાટે જાય છે. તેથી તેની વિલક્ષણતા બતાવનાર કોઈ ધર્મ તેનામાં હોતો નથી. (૨૪) પારાધિનાથી વંચકમાં અધિકપણું દેખાય છે. કેમકે વૈષ્ણવોને બતાવવામાટે તેણે યથાર્થ વેષ કરેલો હોય છે, તેથી તે વૈષ્ણવ છે, એમજ પ્રતીતિ થાય છે. અને પારાધિનું મૃગના જેવું સ્વરૂપ હોતું નથી, તેથી પારાધિ કરતાં વંચકમાં અધિકપણું છે. (૨૫)

પારાધિ કેવલ ગાયન કરીને મૃગને મોહિત કરીને મારે છે, બાકી તેનું સ્વરૂપ છેતરનાર નથી. અને ઠગ વૈષ્ણવને છેતરવામાટે આવે છે, તેનો વેષ વૈષ્ણવના જેવોજ હોય છે. કેમકે વૈષ્ણવની પાસે પોતાની વૈષ્ણવતા બતાવવી છે, તે સારૂ બરાબર ધર્મ પોતામાં બતાવે છે. કાંઈ પણ ન્યૂનતા જણાવવા દેતો નથી. ઉલટી પોતાનામાં જેમ અધિકતા મનાય તેવી રીતે વૈષ્ણવો પાસે નવિન નવિન વાતો કરી પોતાની મોટાઈ બતાવે છે. માટે તેનું જ્ઞાન થવું અત્યંત અશકય છે.

मूलम् । गृहसंवासतो ज्ञेयं इति चेतन्न युज्यते ।
संसर्गे बुद्धिनाशे तु मोहान्न ज्ञानसंभव ॥ २६ ॥

અર્થ—કોઈ એમ કહે કે ઘરમાં હંમેશાં સાથે રહેવાથી તે ઠગને જાણી લેવો. તો તે વાત ઘટતી નથી. કેમકે એનો સંગ થાય કે તુર્ત બુદ્ધિનો નાશ થાય, એટલે તેનામાં મોહ થવાથી તેનું જ્ઞાન થવાનો સંભવ નથી. (૨૬)

જ્યારે તેવો ઠગ ઘરમાં સાથે રહેતો હોય ત્યારે પ્રથમ તેને પ્રિયે લાગે તેવી વાતો કરીને પોતામાં વિશ્વાસ બેસાડે, તે પછી તેની બુદ્ધિમાં ફેરફાર કરી દે. એટલે તેની બુદ્ધિ એ ઠગને મોટો માનવા લાગી જાય, તેથી ઓળખી શકે નહિ.

मूलम् । ज्ञानमात्रे भवेदेव तत्क्रिया सार्थकाऽखिला ।
संसर्गमात्रतो नाशे कस्य ज्ञानोदयो भवेत् ॥ २७ ॥

અર્થ—વૈષ્ણવને તે ઠગનું જ્ઞાન ન થાય, એટલે ઠગ જેટલી ક્રિયા કરે તેટલી તમામ સાર્થક થાય. એના સંગમાત્રથી જ્ઞાનનો નાશ થઈ જાય; ત્યારે કોને જ્ઞાન થાય? (૨૭)

જો ઠગને ઓળખતો હોય તો તેનાથી બચતો રહે; પણ જ્યારે ઓળખે નહિ, અને તેમાં મોટાઇ માનતો હોય ત્યારે તે જેટલી ક્રિયા કરે. તેટલી તમામ સાર્થક થાય. કેમકે તેનો સંગ થયો ત્યારથીજ બુદ્ધિ ફરી જાય, એટલે પછી જ્ઞાન ઉત્પન્નજ કોને થાય?

मूलम् । न ज्ञापयति चात्मानं यावन्नाशं स वंचकः ।
नाशयित्वैव भवति निजरूपसमास्थितः ॥ २८॥

અર્થ—તે ઠગ જેની પાસે જાય તેની બુદ્ધિનો નાશ થતાં સુધી પોતાનું સ્વરૂપ બતાવે નહિ. અને તેની બુદ્ધિનો નાશ કર્યો પછીજ પોતાના સ્વરૂપમાં બરાબર આવી જાય છે. (૨૮)

જેની પાસે તે ઠગ ગયો હોય, તેની પાસે પહેલાં તો તેને પ્રિય લાગે તેવી વાતો કરે. તેમ કરતાં પોતામાં વિશ્વાસ બેસે ત્યારે ધર્મના સ્વરૂપમાંજ કાંઈક પોતાની બુદ્ધિથી કલ્પેલી ભિન્નતા બતાવવા લાગે, તેટલામાં તેનો વિશ્વાસ બેસે, એટલે તેની પાસે એવી વાતો કરે કે, કોઈ ગ્રંથ જાણે નહિ. તેથી ખરા ધર્મના સ્વરૂપની ખબર પડે નહિ, એટલે વિપરીત રસ્તે ચડવા લાગી જાય છે. એમ સામાના અંતઃકરણમાંથી ધર્મની આસ્થા છોડાવી દે. અને જ્યારે બરાબર જાણે કે હવે તેની આસ્થા ધર્મ ઉપરથી છૂટી ગઈ છે, ત્યારેજ તેની પાસે પોતાના નાસ્તિકપણાની તમામ હકીકત સમજાવી તેને ધર્મભ્રષ્ટ કરી દે છે.

मूलम् । मार्गस्थितेर्भवत्येवं तादृशोऽत्यंतबाधकः ।
बलान्न मारयत्येष मत्वाद्यैव च घातकः ॥ २९ ॥

અર્થ—એ પુષ્ટિમાર્ગમાંજ રહ્યો હોય તેથી અત્યંત બાધ કરનારો છે, બલાત્કારથી તે મારતો નથી. પણ બોધ આપીનેજ મારે છે. (૨૯)

मूलम् । छलबुद्धिविनाशाय न बलं तस्य साधनम् ।
अज्ञातः सर्वथा हिंस्रो ज्ञातो नैव हि बाधकः ॥ ३० ॥

અર્થ—છલબુદ્ધિના નાશને માટે બલ તેનું સાધન નથી, જ્યાં સુધી તેને જાણ્યો ન હોય ત્યાં સુધી તે મારનારો થાય છે. પણ તેને જાણી લીધો તો પછી તે બાધ કરનારો થતો નથી. ( ૩૦ )

ઠગરૂપ જે ચોર છે, તેને મારવામાટે બલ જોઇતું નથી, કેમકે તે કાંઇ કોઈની સામે બલ વાપરીને મારતો નથી, વચનોવડે વિશ્વાસ બેસાડીને મારે છે. તેથી તેનુ સ્વરૂપ જાણ્યાપછી તે બાધ કરનાર થતો નથી. તે દેખવામાં આવે છે કે, આજના વખતમાં ધર્મનો વેષ ધારણ કરનાર તેવા ઘણા ઠગો હોય છે, કેટલાક તો મોટા પ્રતિષ્ઠિત અને ધર્મનું પ્રતિપાદન કરવાનો ડોળ ઘાલે તેવા હોય છે, પણ ભીતરથી તે ધર્મનો દ્વેષ કરનારા હોય છે. તેની મોહજાળમાં જેટલા ફસી ગયા હોય છે, તેને ધર્મમાંથી શ્રદ્ધા ઉઠતી જાય છે, સંપ્રદાયના શિષ્ટાચરણમાં સંદેહો થાય છે, પ્રાચીન ગ્રંથોમાં અવિશ્વાસ થાય છે, એવાં અનેક અધર્મનાં ચિન્હો તેમાં પેસતાં જાય છે. અને જેઓ તેના સ્વરૂપને યથાર્થ જાણે છે, તેઓને ધર્મમાં આસ્થા, પ્રાચીન ગ્રંથોમાં વિશ્વાસ, અને સ્વમાર્ગીય શિષ્ટાચરણમાં નિઃસંદેહપણું દેખાય છે. તેથી તે ઠગનું સ્વરૂપ જાણ્યા પછી તે બાધ કરી શકતો નથી.

मूलम् । ज्ञानं त्वशक्यं तस्येति न निस्तारः कथंचन ।
इति चेत्तत्र सिद्धांतउपायः परिकीर्त्यते ॥ ३१ ॥

અર્થ—એ ઠગનું જ્ઞાન થવું મુશ્કેલ છે, તેથી કોઇ રીતે નિસ્તાર થાય તેમ નથી, એમ શંકા થતી હોય તો ત્યાં આપણા સિદ્ધાંતમાં જે ઉપાય છે, તે અમે કહી બતાવિયે છિયે. (૩૧)

ભક્તના જેવો ઠગનો વેષ હોવાથી તેનું જ્ઞાન થવું અશક્ય છે, તેથી તેનાથી બચીને ભગવદ્ધર્મમાં રહેવું મુશ્કેલ છે,

એમ સંદેહ થાય તો ત્યાં આપણા સિદ્ધાંતમાં તેને જાણવામાટે ખરો ઉપાય છે તે કહી બતાવે છે.

**मूलम् । भगवद्भक्तसाम्ये पि तदसाधारणो गुणः ।**
**निरपेक्षत्वमेतास्मिंस्तदभावाद्धि वंचकः ॥ ३२ ॥**

અર્થ—ભગવદ્ભક્તના જેવુંજ ઠગનું લક્ષણ હોય છે, તો પણ તેમાં ખરેખરૂં લક્ષણ એજ જોવાનું છે કે; ભગવદ્ભક્તમાં નિરપેક્ષપણું હોય છે, અને તેમ ન હોય તેને ઠગ જાણવો.(૩૨)

તિલક, મુદ્રા, માળા વગેરે તમામ લક્ષણો ભગવદ્ભક્તના જેવાંજ ઠગનાં હોય છે. તો પણ ભગવદ્ભક્ત નિરપેક્ષ હોય છે, એટલે દેહનિર્વાહાદિક માત્રનીજ અપેક્ષા રાખે છે, તેથી વિશેષની અપેક્ષા રાખતા નથી. અને વંચક હોય છે, તેતો હરકોઇ પ્રકારે સ્વાર્થ સાધવાનીજ અપેક્ષા રાખે છે.

**मूलम् । अनाकारित एवासौ संगे लगाति सर्वथा ।**
**प्रार्थिता भगवद्भक्ताः कृपयंति कथंचन ॥ ३३ ॥**

અર્થ—ઠગ હોય છે, તે વગર બોલાવ્યેજ સંગે લાગી જાય છે, તેમજ પોતાની મેળે ભગવદ્વાર્ત્તા કરવા લાગે છે, અને ભગવદ્ભક્તો હોય છે, તેમને તો પ્રાર્થના કરિયે ત્યારે ઘણી મુશ્કેલીથી સિદ્ધાંતની વાતો કરે છે. ( ૩૩ )

**मूलम् । स द्रव्यमेव विज्ञाय सज्जते स्वार्थमोहितः ।**
**दीनेषु भगवद्भक्तास्तदर्थैकप्रसादकाः ॥ ३४ ॥**

અર્થ—જે ઠગ હોય છે તે, સ્વાર્થમાં મોહ પામેલો હોય છે, એટલે જ્યાં દ્રવ્ય હોય ત્યાંજ સ્નેહ બાંધે છે. અને ભગવદ્ભક્તો તો કેવળ ભગવદ્રૂપજ અર્થ માનીને તેમાંજ પ્રસન્ન રહેનાર હોય છે, તેથી દીન પુરૂષો ઉપર કૃપા કરે છે. ( ૩૪ )

જે દ્રવ્યવાન્ પુરૂષ હોય તેની પાસેથી ઠગનો સ્વાર્થ સિદ્ધ થાય, તે સારૂ તે દ્રવ્યવાળા પુરૂષોનેજ બોલાવે છે, તેને બોધ કરવા લાગે છે, તેમજ તેની પાસે પોતાની પંડિતાઇ બતાવવા

માટે મોટા શાસ્ત્રો કે ગ્રંથોના નામથી વાતો કરે છે. અને જે ગરીબ ખરો ભગવદ્ભક્ત હોય, તે કાંઈ ધર્મસંબંધી હકીકત પૂછે તો તેને જવાબ પણ આપે નહિ. કેમકે ઠગને તો સ્વાર્થ સિદ્ધ કરવો છે, તે ધનાઢયમાં થાય, ગરીબોમાં થાય નહિ. અહીં દ્રવ્ય લખેલું છે તે, તમામ સ્વાર્થને બતાવનાર છે. એટલે કોઇની પાસે પૈસો ન હોય, પણ તેની પાસેથી બીજો કાંઈ સ્વાર્થ મેળવવાનો હોય તો તેનો પણ સંગ ઠગ કરે છે, અને ભગવદ્ભક્તો તો જે ગરીબ હોય છે, તેનાપર વિશેષ દયા કરે છે. કેમકે શ્રીભાગવતમાં લખ્યું છે કે, **दरिद्रस्यैव युज्यंते साधवः समदर्शिन** એટલે સર્વ ઉપર સરખી દૃષ્ટિ રાખનાર સત્પુરૂષો દરિદ્રનેજ મળે છે, તેથી તેવા ગરીબ ઉપર સત્પુરૂષોને વિશેષ દયા ઉપજે છે.

**मूलम् । चालयत्ययमुन्मार्गे मायाचाटुकसूक्तिभिः ।**
**ते तु मार्गे चालयंति वचोभिः कटुकौषधैः ॥ ३६ ॥**

અર્થ—ઠગ હોય છે તે, કપટથી મીઠાં વચનોવડે અવળે રસ્તે ચલાવે છે, અને ભગવદ્ભકતો હોય છે તે તો ઔષધ જેવાં કડવાં વચનો કહીને સરખે રસ્તે ચલાવે છે. (૩૫)

જે ઠગ હોય છે તેને સામો મનુષ્ય ધર્મને રસ્તે ચાલે તો ઠીક, એવી બુદ્ધિ હોતી નથી. તેની બુદ્ધિમાંતો એટલોજ વિચાર હોય છે કે, તે હરકોઇ પ્રકારે આપણા ઉપર વિશ્વાસ રાખનાર થાય તો તેનામાંથી આપણો સ્વાર્થ સિદ્ધ થાય. તેથી તેને પ્રિય લાગે તેવાં મીઠાં મીઠાં વચનો કપટથી બોલીને લોકોને આજના સમય પ્રમાણે અવળા રસ્તામાં સ્વાભાવિકજ પ્રીતિ હોય છે, તેથી તે રસ્તે ચઢાવે છે; કેમકે પોતામાં પણ ધર્મ હોતો નથી. કેવળ ઠગવા માટેજ વેષ લીધો હોય, તેથી પોતાને પણ અવળો રસ્તો પ્રિય હોય છે. અને ભગવદ્ભકતો તો કોઇ અવળે રસ્તે ચાલતો હોય, તેને કડવાં લાગે તેવાં વચન કહીને પણ સરખે રસ્તે ચઢાવે છે. કેમકે તેના અંતઃકરણમાંજ તેવી દયા આવે છે કે; આ અવળે રસ્તે ચાલશે તો ભ્રષ્ટ થશે, અને તેથી તેનુ બૂરૂં થશે;

એમ સમજી તેને બૂરૂં લાગે તોપણ ધર્મમાં ચલાવવા માટે તેવાં બૂરાં વચનો કહે છે. તેથી આજના સમયમાં ખરા ધર્મવાળાનો સંગ નહિ કરતાં ઘણા લોકો તેવા ઠગના પાસમાંજ ફસાઇ જાયછે.

मूलम् । एवं विज्ञाय बुध्यैव वैलक्षण्यं हि वंचके ।
तत्संगं तत्र सद्भावं तन्माहात्म्यं परित्यजेत् ॥ ३६ ॥

અર્થ—એવી રીતે પોતાની બુદ્ધિવડેજ ભગવદ્ભક્તના કરતાં ઠગમાં વિલક્ષણપણું જોઇને તેનો સંગ, તેમાં સારો ભાવ અને તેના માહાત્મ્યને છોડી દેવું. (૩૬)

ઉપર ઠગનાં લક્ષણો બતાવ્યાં છે, તે લક્ષણો પોતાની બુદ્ધિથી બરાબર જાણવાં જોઇયે. તે બરાબર જાણવામાં આવે તો ભગવદ્ભક્તના કરતાં ઠગમાં વિલક્ષણપણું સમજાય છે. આ સ્થળે એટલું તો અવશ્ય સમજવાનુ છે કે; એકાદશસ્કંધમાં લખ્યા પ્રમાણે ગમે તે વૈષ્ણવ આવે તો તેનો પોતાના બંધુની રીતે સત્કાર કરવો. ફક્ત સત્સંગ કરીને તેનો ઉપદેશ લેવામાંજ ઠગ કે ખરા ભગવદ્ભકતનો વિચાર કરવાનો છે. તેમાં પણ જેના સંગથી ભાવની વૃદ્ધિ થાય, અને જેનો સંગ કરનારાઓ સારા ધર્મવાળા હોય, તે સંગ કરવા લાયક છે, એમ સમજવું. અને જેના સંગથી ધર્મમાંથી બુદ્ધિ નિવૃત્ત થતી જાય, અને જેના સંગ કરનારાઓ ધર્મથી વિમુખ હોય, તેમજ ખરા ધર્મવાળાઓ જેના વચનનો વિશ્વાસ ન કરતા હોય, પણ ધર્મનું સ્વરૂપ નહિ જાણનારાઓ અથવા અન્યધર્મીઓજ જેને માન આપી તેના વચન પર વિશ્વાસ રાખતા હોય, તે ઉપરથી ધર્મવાન્ દેખાતાં છતાં ઠગ છે, એમ સમજવું. અને તેવી રીતે તે ઠગનું સ્વરૂપ સમજીને તેનો સંગ કોઈ વખત કરવો નહિ, તેમાં સારો ભાવ રાખવો નહિ અને તેમાં મોટાઇ પણ સમજવી નહિ. કેમકે જે ધર્મથી ભ્રષ્ટ કરનાર છે, તેનો સંગ કરવાથી કે તેમાં સારો ભાવ રાખવાથી આપણે ધર્મભ્રષ્ટ થઇયે, અને તેથી આપણો પરલોક બગડે

मूलम् । अन्यथा मार्गनिष्ठोऽपि विनाशं प्राप्नुयान्नरः ।
अत एवास्मदाचार्यैरुक्तं स्वीयकृपालुभिः ॥ ३७ ॥
पाषंडप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ।

અર્થ—જો ઉપર પ્રમાણે ન કરે, તો તે સ્વમાર્ગમાં નિષ્ઠાવાળો હોય તો પણ નાશ પામે. તેથીજ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ પોતાના જીવો ઉપર કૃપા કરીને શ્રીકૃષ્ણાશ્રયમાં આજ્ઞા કરેલી છે કે (૩૭) લોકમાં પાષંડની બહુ વૃદ્ધિ થઇ ગઈ છે, તેથી શ્રીકૃષ્ણજ મારી ગતિ [મ્હારા રક્ષક] હો.

ઉપર બતાવેલાં ઠગનાં લક્ષણ પ્રમાણે તેને જાણવામાં બુદ્ધિ પ્રવર્ત્તાવે નહિ, અને તેનો સંગ, તેમાં સારોભાવ અને તેથી મોટાઈ પોતાની બુદ્ધિમાંથી છોડે નહિ તો તે ભક્તિમાર્ગમાં રહેતો હોય તો પણ તેના અંતઃકરણમાંથી ભક્તિનો નાશ થઇ જાય છે. તેથીજ શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ શ્રીકૃષ્ણાશ્રયમાં આજ્ઞા કરેલી છે.

सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ।
पाषंडप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥

અર્થ—ભીતર દુષ્ટધર્મવાળા કલિયુગમાં સર્વ માર્ગો નષ્ટ થઈ ગયા, લોકમાં પાષંડ વધી ગયો, તેવા સમયમાં શ્રીકૃષ્ણજ મારી ગતિ [મ્હારા રક્ષક] હો. એટલે હાલના સમયમાં જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ વગેરે નષ્ટ થયેલા છે અને ભક્તિમાગ પણ દુસાધ્ય છે. તે સારૂ આ શ્લોકમાં શરણની પ્રાર્થના છે. તેમાં પણ લોકમાં પાષંડ વધી ગયાનું લખેલું છે, તેથી પાષંડથી બચવું, એ મુખ્ય હેતુ છે. તેમજ શ્રીકૃષ્ણજ ગતિ હો, એમ કહેવાથી જે શ્રીકૃષ્ણસિવાયનો બોધ કરે તે પણ અન્ય ધર્મનો બોધ કરે છે, એમ સમજવા માટે તથા આશ્રય સિદ્ધ કરવામાટે આ શ્રીકૃષ્ણાશ્રયમાંહેનો શ્લોક છે. તેથી ભગવદાશ્રય જેના સંગથી છુટે, તેનો સંગ નહિ કરવા માટે આ સ્થળે શ્રીહરિરાયજીએ દૃષ્ટાંત તરીકે લખેલો છે.

मूलम् । अन्यत्राप्युक्तमेवं हि शिक्षापद्येषु सर्वथा ॥ ३८ ॥
प्रावाहिकास्तेऽपि चेत्स्युरुपेक्षैवोचिता तदा ।
एवं विज्ञाय सततं स्थेयं वै सावधानिभिः ॥ ३९ ॥

અર્થ—બીજે સ્થળે શિક્ષાપદ્યમાં પણ શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે, (૩૮) જો પોતાના સંબંધીઓ વગેરે પ્રાવાહિક હોય, તો તેઓની ઉપેક્ષા કરવી યોગ્ય છે. એવી રીતે તે ઠગનું રૂપ જાણીને હમેશાં વૈષ્ણવોએ સાવધાન થઇને રહેવું જોઇયે. (૩૯)

અહીં સાવધાન થઇને રહેવાનું કહ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે, થોડું પણ ગાફલપણું રાખે, તો તે ઠગ ગમે રીતે પણ તેની બુદ્ધિમાં ફેરફાર કરી દે છે. તે સારૂ સંગ કરતી વખત બરાબર તેનું સ્વરૂપ જાણીને ઉપર બતાવ્યા પ્રમાણે તદન નિરપેક્ષ અને દીન ઉપરજ દયા કરનાર હોય, તો તેનો સંગ કરવો પણ આજના સમયમાં તદ્દન નિરપેક્ષપણું તો અત્યંત કઠિન છે, તેથી સાધારણ રીતે વ્યવહારાદિક ચાલે તેટલાનીજ અપેક્ષા હોય તેવા પુરૂષને પણ આજના સમય પ્રમાણે નિરપેક્ષજ માનવા જોઇયે. માટે આપણે જેનો સંગ કરવા ઇચ્છિયે છીયે, તેને ધનમાં, સ્ત્રી વગેરેમાં, કે પોતાની મોટાઇ બતાવવામાં કેવી આસક્તિ છે? એતો અવશ્ય જોવાનું છે. અનાયાસે ધનાદિક મળે તેમા સંતુષ્ટ હોય, અને આ માર્ગમાં, શ્રીઆચાર્યકુળમાં અને ભકતોમાં વિશેષ શ્રદ્ધા ઉત્પન્ન કરે, તે પણ સત્સંગ કરવા યોગ્ય છે, એમ સમજવું.

मूलम् । सेवापरैः कथासक्तैः सत्संगपरिशोधकैः ।
बाह्यव्यापाररहितैर्भगवद्भावभावुकैः ॥ ४० ॥
दैन्यमात्रपरिश्रांतैरसदालापवर्जितैः ।
श्रीकृष्णदर्शनाद्यार्त्तैर्निजाचार्याश्रिताश्रितैः ॥ ४१ ॥

## इति श्रीहरिरायजीविरचितं भक्तानां दुःसंगविज्ञान-प्रकार निरुपणम् ॥

અર્થ—ભગવત્સેવામાં પરાયણ, ભગવત્કથામાં આસક્ત, સત્સંગનો ચોતરફથી શોધ કરનાર, બ્હારના વ્યાપારથી રહિત, ભગવદ્ભાવમાંજ ભાવવાળા, દૈન્યમાત્રમાંજ વિશ્રામ લેનાર, જાઠું બોલવાથી દૂર રહેનાર, શ્રીકૃષ્ણના દર્શન વગેરેમાં આર્ત્તિયુક્ત શ્રીઆચાર્યજીનો આશ્રય રાખનાર ભકતોના આશ્રિત થઇને હમેશાં રહેવું. (૪૦-૪૧)

ભગવત્સેવામાં પરાયણ રહેવાનું કહ્યું છે, તેથી સિદ્ધાંત મુક્તાવલિમાં શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે, **कृष्णसेवा सदा कार्या** એટલે શ્રીકૃષ્ણની સેવા હમેશાં કરવી, તે અભિપ્રાય અહીં પણ બતાવ્યો છે. અને ત્યાર પછી તુરતજ કથામાં આસકત રહેવાનું બતાવ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે, ભકિતવર્દ્ધિનીમાં શ્રીઆચાર્યજીએ આજ્ઞા કરી છે, **सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् । यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥** અભિપ્રાય-મુખ્ય પક્ષ તો એવો છે કે, સેવાના સમયમાં સેવા કરવી અને જ્યારે સેવાનો સમય ન હોય ત્યારે ભગવદ્ભકતોની સાથે ભગવદ્વાર્ત્તા કરવી તે શ્રી હરિરાયજીએ વધાઇમાં પણ કહેલ છે. **भोजन कर विश्राम छिनक ले निजमंडली बुलाइ वेणुगीत पुनि जुगलगीतकी रसबरषा बरषाइ ॥** તેથી સેવા અને કથા બન્નેમાં આસકિત રાખવી એ મુખ્ય પક્ષછે. પણ તેમ ન બનેતો એકમાંતો અવશ્ય આસકિત રાખવી જોઇયે, અને સત્સંગનો હમેશાં શોધ રાખવો એમ કહેલું છે, તેથી સત્સંગ શોધવાથી મળે છે. તે શ્રી હરીરાયજીએ શિક્ષાપત્રમાં પણ કહેલ **છે.**

**सत्संगो दुर्लभो दुष्टसंगः संचिंतनादृते ।**
**अनायासेन संसिद्धः का गतिर्मे भविष्यति ॥**

અર્થ—સત્સંગ દુર્લભ છે, અને દુઃસંગ વિચાર્યા સિવાય વગર મહેનતે મળી આવે છે, તેથી દુઃસંગ તો હમેશાં મળે છે, પણ સત્સંગ દુર્લભ છે. માટે તે સારૂજ શોધ કરવાનું કહેલું

બહારના વ્યાપારથી રહિત રહેવું, એમ કહેલું છે, તેનો અભિપ્રાય એવો છે કે, જેવી રીતે ભગવદ્‌ભાવ સિદ્ધ રહે, તેવી રીતે સર્વ કરવું; એ ભીતરનો વ્યાપાર ગણાય છે, અને જેમાં ભગવદ્‌ભાવને બાધ થાય, એવું કાર્ય કરવું, તે બહારનું કામ કહેવાય છે; માટે તેવું કામ સર્વથા કરવું નહિ. તે બતાવવા માટે પછી તુર્ત ભગવદ્‌ભાવમાં ભાવવાળા થઇને રહેવું એમ કહેલું છે. દૈન્યમંત્રમાં વિશ્રામ રાખવાનું કહ્યું છે, તેનો અભિપ્રાય એવો છે કે, ભગવદ્‌ભાવને સિદ્ધ રાખવામાં દીનતા મુખ્ય સાધન છે. તેથી શ્રી આચાર્યજીએ નિરોધલીલાનાં શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરી છે કે, भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम्। ભક્તોને મુખ્ય દીનતાજ ભગવાનને પ્રસન્ન કરવાનું સાધનછે. વ્રજમંડલમંડનરૂપ જે ભક્તો હતાં, તેઓએ પણ પ્રભુ અંતર્હિત થયા ત્યારે તેમને શોધવા માટે ઘણો શ્રમ કર્યો, પણ પ્રભુ પધાર્યા નહિ, ત્યાર પછી જયારે દીન થઈ શ્રીયમુનાજીને કીનારે બેસી શ્રીગોપીકાગીતમાં કહ્યા પ્રમાણે ગાયન કરી રૂદન કરવા લાગ્યાં, ત્યારે પ્રભુ પ્રકટ થયા. હવે વિચારવાનું છે કે, તેવાં મુખ્ય ભક્તોને પણ સાધનના બળથી પ્રાપ્ત ન થયા, અને જયારે દીનતા થઈ ત્યારે પ્રાપ્ત થયા; તો આજના સમયના લોકોમાં તેમના જેવો ભાવ કે સાધન ક્યાંથી હોય? તેવાં સાધન નહિ હોવા છતાં જયારે દીનતા પણ ન હોય, ત્યારે પ્રભુ પ્રસન્ન શી રીતે થાય? તેથીજ શિક્ષાપત્રમાં પણ લખેલું છે કે,

अस्मिन्मार्गे प्रभोरिच्छामात्रं सर्वत्र कारणम् ।
सैव ह्यावरणं यावत् प्रतिकूला फले निजे ॥

तदावरणनाशस्तु दैन्यादेव हरौ कृतात् ।
स दीनेषु निजामिच्छामनुकूलां करोति हि ॥

तदानुकूल्ये दासानां किं फलं दुर्लभं मतम् ।
कृपा च जायते दीने लोकसिद्धनिदर्शनात् ॥

अतो दैन्यं हि मार्गेऽस्मिन्परमं साधनं मतम् ।

અર્થ—આ માર્ગમાં સર્વ સ્થળે પ્રભુની ઇચ્છા માત્ર કારણરૂપ છે, એટલે જે કાંઈ કાર્ય સિદ્ધ થવું હોય, તે પ્રભુની ઇચ્છાથીજ થાય છે. માટે તે ઇચ્છા જ્યાં સુધી પોતાનું ફળ આપવામાં પ્રતિકૂળ હોય ત્યાં સુધી તેજ આવરણ છે, એમ સમજવું. તે આવરણનો નાશ તો હરિ પાસે દીનતા કરવાથીજ થાય છે, કેમકે પ્રભુ દીન ઉપર પોતાની ઇચ્છા અનુકૂલ કરે છે. એટલે પ્રથમ ફલ આપવાની ઇચ્છા ન હોય તેને બદલે ફલ આપવાની ઇચ્છા કરે છે. અને જ્યારે પ્રભુની ઇચ્છા અનુકૂળ થઈ ત્યારે તેના દાસોને કયું ફલ દુર્લભ છે? તેમ લોકમાં પણ એ દાખલો સિદ્ધ છે કે, જે દીન હોય તેના ઉપર દયા થાયજ છે. માટે આ માર્ગમાં દૈન્યજ ઉત્તમ સાધન માનેલું છે. તેથી ઉપર દીનતા રાખવાનું કહેલું છે. અને શ્રીકૃષ્ણનાં દર્શન વગેરેમાં આર્ત્તિ રાખવાનું કહેલું છે, તેનો અભિપ્રાય એવો છે કે, જેને જે બાબતની આર્ત્તિ હોય તો તે મળવા માટે ઉદ્યોગ કરવાની જરૂર પડે, તેથી ભગવદ્દર્શન વગેરેમાં જો આર્તિ હોય તો તે મળવા માટે ઉદ્યોગમાં તત્પર રહે એટલે સર્વ ક્રિયા ભગવદર્થેજ થાય. પોતાના આચાર્યનો આશ્રય રાખવાનું નહિ કહેતાં આચાર્યના આશ્રિતનો આશ્રય રાખવાનું કહેલું છે, તેનો અભિપ્રાય એવો છે કે સાક્ષાત્ શ્રીઆચાર્યજીનો આશ્રય રાખવાથી વૃત્રાસુર ચતુઃશ્લોકીમાં બતાવ્યા પ્રમાણે મોટાઓના આશ્રયપણાનું અભિમાન થવાથી ભક્તનો અપરાધ થવાનો સંભવ થાય. અને જો ભક્તનોજ આશ્રય હોય તો તેનો અપરાધ થવાનો કયારે પણ વખત આવે નહિ; તેથી ભક્તનોજ આશ્રય રાખવાનું કહેલું છે. તેમજ ભગવદ્ધર્મ પ્રાપ્ત થવો તે પણ ભક્તના આશ્રયથી વિશેષ પ્રાપ્ત થાય છે. તે શિક્ષાપત્રમાં પણ લખેલું છે કે.

तदीयाश्चेत्स्वतस्तुष्टास्तुष्टः कृष्णो न संशयः ।
तदीयास्तु निजाचार्यचरणैकपरायणाः ॥

અર્થ—જો ભગવદીય પોતાની મેળે પ્રસન્ન થાય, તો શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા એમ સમજવું તેમાં સંશય નથી. તે ભગવદીય કોને જાણવા ? કે જેઓ શ્રી આચાર્યજીના ચરણારવિંદમાંજ એકપરાયણ હોય. તેવા ભગવદીયનો આશ્રય હોય તો તે ભગવદીય પોતાની મેળેજ પ્રસન્ન થાય છે, તે સારૂ ભગવદીયનો આશ્રય રાખવાનું લખેલ છે.

## ઇતિ શ્રી હરિરાયજી વિરચિત દુઃસંગવિજ્ઞાનપ્રકાર નિરૂપણનું ગુજરાતી ભાષાન્તર સમ્પૂર્ણ—

ઉપર પ્રમાણે દુઃસંગ જાણવા માટે શ્રીહરિરાયજીએ નિર્ણય કરેલો છે. તે બરાબર સમજીને દુઃસંગથી દૂર રહેવું કેમકે ભગવદ્દભાવરૂપ નિધિ ( ખજાનો ) મળ્યો છે, તેની રક્ષા કરવાની જરૂર છે. તે સારૂ શિક્ષાપત્રમાં પણ લખેલું છે.

**निधिः प्राप्तस्तु संरक्ष्यो दुःसंगादिकतः सदा ।**
**त्यक्त्वापि लोकसंकोचं यथा वह्निर्जलादिभिः ॥**

અર્થ—પ્રાપ્ત થયેલા નિધિની તો લોકના સંકોચને છોડી દઈને પણ દુઃસંગાદિકથી હમેશાં રક્ષા કરવી. જેમ જલાદિકથી અગ્નિની રક્ષા થાય છે. તેમાં જો કોઈનો સંકોચ રાખે અને અગ્નિ ઉપર જલ પડવા દે તો અગ્નિ જતો રહે છે, તેમ લોકનો સંકોચ રાખીને દુઃસંગાદિકથી અલગ ન રહે તો ભગવદ્દભાવરૂપ નિધિ જતો રહે છે. માટે દુઃસંગથી અલગ રહીને હમેશાં સત્સંગજ કરવો. કેમકે સત્સંગમાં જે ફલ પ્રાપ્ત થાય છે, તે ફલ બીજા કોઇ સાધનથી પ્રાપ્ત થતું નથી. તેથીજ સર્વ ફલથી સત્સંગને ઉત્તમ માનેલો છે.



# જાહેર ખબર.

## શ્રીવલ્લભીય ગ્રંથ પ્રકાશક ફંડ.

પુષ્ટિ (નિર્ગુણ ભક્તિ) માર્ગ સંબંધી શ્રીમદ્ વલ્લભાચાર્ય કૃત ગ્રંથો મૂળ તેમજ ગુજરાતી ભાષાન્તર સહિત તેમજ શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજ શ્રીગુસાંઇજી તથા બીજા બાળકોના અપ્રસિદ્ધ ગ્રંથો છપાવી બહાર પાડવાના ઉદ્દેશથી ઉપરના ફંડની સ્થાપના કરવામાં આવી છે.

હાલમાં પ્રથમ શ્રીવલ્લભાચાર્યજીના ૧૬ ગ્રંથ કે જે ષોડશ ગ્રંથને નામે ઓળખાય છે તે તથા શ્રીગુસાંઇજી કૃત ભક્તિહંસ તથા શ્રીપુરૂષોત્તમજી કૃત ઉપદેશ શંકા નિરાસવાદ તથા શ્રીહરિરાયજી કૃત દુઃસંગ વિજ્ઞાન એ રીતે ૧૯ ગ્રંથો પ્રાચીન સંસ્કૃત ટીકાઓના આશય લઇ ગુજરાતી ટીકા સાથે છપાવવાનું નક્કી કરીન તે ગ્રંથો છપાવવા માંડ્યા છે.

સદર ૧૯ ગ્રંથો અગાઉથી ગ્રાહક તરીકે દાખલ થઈ ઓછામાં ઓછા રૂ. ૪) ભરનારને જેમ જેમ છપાય છે તેમ મોકલવામાં આવે છે.

અમારી પ્રથમની જાહેર ખબર પ્રમાણે રૂ. ૨) ભરી નામ નોંધાવનારને આઠ ગ્રંથ (જલભેદ–પંચપદ્યાનિ–સંન્યાસનિર્ણય–પુષ્ટિપ્રવાહ મર્યાદ ભેદ–ભક્તિવર્ધિની–ભક્તિહંસ–ઉપદેશશંકાનિરાસવાદ–દુઃસંગવિજ્ઞાન) આપવામાં આવ છે.

ઉપરના ફંડમાં ઉપર બતાવેલી રકમ ઉપરાંત વધુ રકમની મદદ કરશે તો તેથી સ્વાર્થ સાથે પરમાર્થ પણ સાધી શકાશે કેમ કે જેમ વધુ મદદ મળતી જશે તેમ અમે ઉપરના ગ્રંથોનો છુટક લાભ લેનારને માટે ઓછું ન્યોછાવર રાખવાની ગોઠવણ કરી શકીશું તેમજ ઉપરના ગ્રંથોનું ખર્ચ કાઢતાં કાંઇ બચત રહેશે તો તેમાંથી બીજા ગ્રંથો છપાવી સસ્તી કીંમતે વૈષ્ણવોને આપવા શક્તિમાન થઇશું.

આ ફંડને મોટા પાયા ઉપર મૂકવાની કેટલાક વૈષ્ણવો તરફથી સૂચનાઓ થાય છે તે સૂચનાઓ જો અમલમાં મુકાશે તો ઉપર બતાવેલી સરતો કાયમ રાખી સદરહુ ફંડને નવી થનાર યોજનામાં જોડી દેવામાં આવશે.

આ સઘળી હકીકત નિવેદન કરી વૈષ્ણવ બંધુઓને વિનંતિ કરીએ છીએ કે સદરહુ ફંડને પોતાનાથી બનતી મદદ કરી સંપ્રદાયનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર ગ્રંથોના લાભરૂપી સ્વાર્થ સાથે પરમાર્થ સાધશો અને જે વધુ મદદ કરવા શક્તિમાન ન હોય તેઓ ગ્રાહક તરીકે જોડાઇને પુસ્તકોનો લાભ લેવાને પણ ચુકશો નહિ.

| | |
|---|---|
| નડીઆદ.<br>માઘ કૃષ્ણ ૮<br>વલ્લભાબ્દ ૪૩૨ | ત્રભોવનદાસ પીતાંબરદાસ શાહ.<br>શ્રીવલ્લભીય ગ્રંથ પ્રકાશક ફંડના વ્યવસ્થાપક. |

# जाहेर खबर.

## नडीयाद श्रीपुष्टिमार्गीय पुस्तकालयनी डीपोमां नीचेनां पुस्तको मळे छे—

| | |
|---|---|
| तत्त्वार्थदीपनिबंध शास्त्रार्थ अने सर्वनिर्णय प्रकरण प्रकाश तथा आवरणभंग टीका साथे सं० | ५-०-० |
| अणुभाष्य प्रकाश नामनी टीका साथे संपूर्ण-संस्कृत | १५-०-० |
| विद्वन्मंडन सुवर्णसूत्र टीकासाथे संस्कृत | २-४-० |
| प्रस्थान रत्नाकर श्रीपुरुषोत्तमजीकृत संस्कृत | २-०-० |
| भक्तिमार्तंड ( श्री गोपेश्वरजी कृत ) संस्कृत. | २-०-० |
| ब्रह्मसूत्रवृत्ति भावप्रकाशिका श्रीकृष्णचंद्रकृत सं० | १-०-० |
| शुद्धाद्वैतमार्तंड प्रमेय रत्नार्णव साथे सं. | १-०-० |
| पुष्टिमार्गीय स्तोत्ररत्नाकर ( पुरुषोत्तमसहस्रनामआदि ८१ ग्रंथ ) | ०-६-० |
| नित्य नियमना २४ लघु ग्रंथ | ०-१-० |
| गोपीगीत (समश्लोकी गुजराती साथे) अने यमुनाजीनां ४० पद. वगेरे. | ०-१-६ |
| ब्रह्मवाद श्री हरिरायजी कृत सटीक सं० | ०-६-० |
| उपदेश मीमांसा ( श्रीजीवनलालजीकृत ) | ०-१०-० |
| वैष्णवाह्निक ,, | १-०-० |
| दुःसंग विधानप्रकार (श्री अनिरुद्धाचार्यजी कृत टीकासाथे) | ०-२-० |
| पुष्टिमार्ग लक्षणानि ( ,, ) | ०-२-० |
| पुष्टिमार्ग (चतुर्थ वैष्णव परिषद्‌नो निबंध श्री अनिरुद्धाचार्यजी कृत) शास्त्रीओना लेखो साथे | ०-४-० |
| शुद्धाद्वैत मंजरी. ( श्री अनिरुद्धाचार्यजी कृत ) सटीक | ०-३-० |
| ब्रह्मसूत्रवृत्ति मरिचीका व्रजनाथभट्टकृत सं० | २-०-० |
| श्रीमद्भगवद्गीता सुबोधिनी टीकासाथे गु० | ०-८-० |
| आम्नायतत्व भास्कर ( छगनलालशास्त्रीजी कृत) | ०-५-० |
| उपदेशसुधा (श्रीगोविंदाचार्यजीकृत सटीक) | ०-४-० |

### * रा. रा. लल्लुभाई प्राणवल्लभदासनां बनावेलां पुस्तको.

| | |
|---|---|
| श्री वल्लभचरित्र ब्रह्मवाद साथे आवृत्ति बीजी | १-०-० |
| तत्त्वार्थदीपनिबंध शास्त्रार्थप्रकरण गुजराती | १-०-० |
| श्रीकृष्णलीलामृत भाग १ (श्रीसुबोधिनीजीने आधारे) | १-०-० |
| श्रीकृष्णलीलामृत भाग २ ,, | १-०-० |

| | |
|---|---|
| श्रीमद्वल्लभाचार्यजीनुं संक्षिप्तजीवन तत्त्वज्ञान अने उपदेश अंग्रेजी अने गुजराती दरेकना | ०-२-० |
| मालाप्रसंगनो सार | ०-४-० |
| कामाख्यदोष विवरण गुजराती टीकासाथे | ०-२-० |
| ब्रह्मवाद ( विद्यानगरना राजानी सभानो शास्त्रार्थ ) | ०-४-० |
| पुष्टिमार्ग ( अलहाबादना कन्वेन्सन ओफरीलीजीन्समां वांचेलो निबंध) इंग्रेजी ०-३-० गुजराती | ०-२-० |
| वैदिकमार्ग निरीक्षा (मुन्सीकृत | ०-४-० |
| दुर्मतध्वांत भास्कर | ०-२-० |
| पुष्टिमार्गीय सिद्धान्त ( पटवारीकृत ) | ०-१०-० |
| भक्तिमार्गनुं रहस्य | ०-५-० |
| श्रीमन्माधवतीर्थना ता. २१-७-९ ना सांजवर्तमानना लेखनो जवाब | ०-२-० |
| शास्त्रीय विचार ( पुष्टिमार्ग कल्पित छे ए पुस्तकना आक्षेपोनो जवाब ) | ०-३-० |
| दीनताआश्रयना पदनो संग्रह | ०-१०-० |
| अष्टाक्षर (व्रजभाषा टीका) | ०-२-० |
| सर्वोत्तम ( व्रजभाषा टीका ) | ०-४-० |
| श्रीगुसांइजीकृत विज्ञप्ति गुजरातीभाषान्तर | ०-४-० |
| वल्लभाख्यान मोटी टीकासाथे गु० | ०-१०-० |
| वैष्णवोपयोगी नित्यकर्म (श्रीदेवकीनंदनजीनी आज्ञानुसार) | ०-१-६ |
| संन्यासनिर्णय विस्तीर्ण टीकासाथे | ०-३-० |
| भक्तिहंस ,, | ०-२-० |
| जलभेद अने पंचपद्यानि ,, | ०-१-६ |
| श्री महाप्रभुजी ( श्रीवल्लभाचार्य)ना चित्रजी | ०-१-० |
| श्रीगोवर्धननाथजीना प्राकट्यनी वार्ता | ०-३-० |
| पुष्टिप्रवाहमर्यादाभेद | ०-५-० |

उपरनां पुस्तको नडीआदमां अमारी पासेथी तेमज अमदावादमां काशीदास जमनादास मुगटवाला, मुंबइमां बलदेवदास कीर्तनीया, पंडित जेष्ठाराम मुकुंदजी० अने वडोदरामां शेठ चतुर्भुजदास रणछोडदास, डाकोरमां हीरालाल अत्तरवाला, अने भरुचमां श्रीमहाप्रभुजीनी बेठकना भंडारी पासेथी मलशे.

त्रिभोवनदास पीतांबरदास शाह

नडीयाद श्रीपुष्टिमार्गीय पुस्तकालयना मंत्री.